॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# આધુનિક અંધશ્રદ્ધા.

લેખક.

સુલાખીરામ રણછોડ પંડયા.

મુ. ડાકોર.

પ્રકાશક

ત્રિભુવનદાસ દલપતરામ પટેલ.

શાહપુર વનમાળીવાંકાની પોળ—અમદાવાદ.

સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૩ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કીંમત રૂ. ૦—૪—૦

# વસંત-વિહાર.

સચિત્ર. આવૃત્તિ ૨ જી સચિત્ર.

લેખક, "વસંત"

**ઉત્તમ પ્રકારની ગઝલો તથા રસમય કાવ્યોથી ભરપૂર**

પ્રેમ, ભક્તિ, વૈરાગ્ય, શૃંગાર, સાહિત્ય, ધર્મ વગેરે અનેક વિષયો ઉપર ઓજસ્વી ગઝલો તેમજ કાવ્યો-નો સંગ્રહ આ પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલ છે. ગ્લેજ કાગળ, મનહર છપાઈ, સોનેરી પાકું પુંઠું હોવા છતાં કીંમત રૂ. ૨-૦-૦

સોલ એજન્ટ

બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.
પાનકોર નાકા-અમદાવાદ.



અમદાવાદ શહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

## લેખકના બે બોલ.

આજકાલ આપણા હિંદુઓ ધર્મને બ્હાને હજારો રૂપિયા ખર્ચ કરે છે, અને તેથી પોતાને કૃત્યકૃત્ય માને છે; પરંતુ ધર્મનું ખરૂં રહસ્ય સમજ્યા વિના કેવળ ધર્મઢોંગીઓના આડંબરથી અંજાઇ તેઓના આંતરિક જીવનચરિત્રો તરફ દુર્લક્ષ કરી હજારો અને લાખો રૂપિયા અંધપરંપરા ન્યાયે ધર્મના નામે વાવરે છે. **જે દાનથી ધર્મનું આત્માનું કે જનસમાજનું કલ્યાણ ન થાય તેવા દાનને ધર્મ માનવો તેનું નામજ અંધશ્રદ્ધા.**

હાલ આપણા દેશમાં ઘણા માણસો ફક્ત અંધશ્રદ્ધાળુઓના દ્રવ્યથીજ તાગડધિન્ના કરી નિરૂદ્યમી બની બેસી રહે છે. જાણે પોતાને મફતના માલ ખાવાનેજ ઇશ્વરે સરજેલા છે, અને તેઓનું પોષણ કરવામાંજ ધર્મનું રહસ્ય સમાયેલું છે એમ તેઓ સર્વને મનાવે છે. તેઓ નથી તો ધર્મનું કલ્યાણ કરતા, અથવા નથી પોતાના આત્માનું કે દેશનું કલ્યાણ કરતા; ફક્ત પોતાની ક્ષુદ્ર વિષયવાસનાઓને પોષીને પાપ કર્મમાં પ્રવર્તે છે.

આ લેખ કોઇના ઉપર દ્વેષભાવથી કે કોઇની નિંદા કરવાના હેતુથી લખવામાં આવ્યો નથી, પરંતુ આજકાલ આપણી અંધશ્રદ્ધાથી આપણા દ્રવ્યની કેવી અને કેટલી ખુવારી થાય છે તેનું દિગ્દર્શન

કરાવવાના કારણેજ લખવામાં આવ્યો છે. મ્હારા અને આ લેખમાં વર્ણવેલા ધર્મઢોંગીઓનો પ્રસંગ અક્ષરશઃ સત્ય છે. તેવા ધુતારાઓની જાળમાં નહિ સપડાવાના ઉપદેશ રૂપજ આ હકીકત સજ્જનો સમક્ષ મુકવામાં આવી છે. પોતે નિરક્ષર હોવા છતાં પણ ખાલી વિદ્વતાનો ડોળ બતાવી ભોળા અને અંધશ્રદ્ધાળુ જનોને ભરમાવનારાઓની અત્યારે આ ભારતભૂમિમાં ખોટ નથી. માટે મ્હારા ભોળા બંધુઓ તેવા ધર્મ ઢોંગીઓને ઓળખી કહાડી તેમને દૂરથી નવગજના નમસ્કાર કરી ધર્મના ખરા રહસ્યને સમજતા થશે, તો આ લેખકનો પરિશ્રમ સફળ થયો ગણાશે. **सुज्ञेषु किं बहुना.**

તા. ક. આ નાનકડા કાવ્યમા જે જે સાક્ષરોનાં કાવ્યો લેવામાં આવ્યાં છે તેમનો આભાર સહિત ઉપકાર માનવામાં આવે છે.

ડંકપુર.
**ભાદ્રપદ શુકલ નવમી.**
સંવત ૧૯૭૨.

**બુલાખીરામ રણછોડ પંડયા**



॥ तत्सत् परमात्मन ॥

# આધુનિક અંધશ્રદ્ધા.



## હરિગીત.

હું એક દિવસ સવારમાંહી સ્નાન સંધ્યાદિ કરી,
મુજ ઘેરથી જાવા બજારે નીકળ્યો તૈયાર થઇ;
તે દિવસ પૂર્ણિમા હતી આસોતણી તેથી કરી,
ઝાઝી હતી ત્યાં ભીડ રસ્તામાંહિ યાત્રાળુ તણી. ૧

રસ્તે ઘણી મુશ્કેલીથી હું તે સમે જાતો હતો,
પળવાર થઈ જાતાં હતાં નિર્દોષ કંઈ આલિંગનો;
ઉભા હતા ત્યાં ચાર શિષ્યો સાથ રસ્તે મ્હાતમા,
જાણે ઉભા ગણ વર્ગ સાથે શંભુના સરખા બીજા. ૨

દેખી હૃદયમાં પ્રેમ મુજને પ્રકટતાં હું ત્યાં ગયો,
બે હસ્તથી વંદન કરી સ્હામો જઈ ઉભો રહ્યો;
જાણે અમી વરસાવતા નિજ નેત્ર મુજપર નાંખીને,
“**बच्चा कहां रहेता तु है**” એવી રીતે પૂછ્યું મ્હને. ૩

મ્હેં હસ્ત જોડીને કહ્યું આ નગ્રનો હું વિપ્ર છું,
ને આપ જેવા સંતજનની ચરણરજ ઇચ્છુંજ છું;

બોલ્યા પછી તે મ્હાતમા " बच्चा बडा तुं भक्त है,"
" ईच्छा हमारी आज तेरा धामको पावन करे."
મ્હેં તો વિચાર્યું આજનો દિન ઉગિયો સુવર્ણનો,
આવ્યો અચાનક યોગ રૂડો સંતની સેવા તણો;
બોલ્યો પ્રભુ ધનભાગ્ય મ્હારૂં દાસને આજ્ઞા કરો,
સેવા કરી થાઉં કૃતારથ ધામ મુજ પાવન કરો. ૫

યોગી કહે " हम आज तेरे धाम रोटी पायगे,"
" दिखलाव तेरा धाम चेला संग तेरी आयगे:"
હું બોલિયો: ચાલો પ્રભુ દુકાન મ્હારી દાખવું,
તે ઠામ દશ વાગે પ્રભુ કરૂણા કરીને આવવું. ૬

ચાલ્યા બજારે તે પછી સૌ શિષ્ય હું ને સંત તે,
ગિરદી ઘણી જામી હતી મુશ્કેલ કરવો પંથને;
જાણે ચઢ્યું પૂર માનવીનું મસ્તકો મોજાં સમાં,
કંઈ લાલ લીલાં મચ્છ જેવાં પાઘડાં હાલી રહ્યાં. ૭

નૌકાસમી ત્યાં ગાડીઓ કંઈ કંઈ જતી દેખાય છે,
નીચાં ઉંચાં બે બાજુનાં ઘર ભેખડો જેવાં દિસે;
કો આવતા કો જાય છે, કો વમળ પેઠ ફર્યા કરે,
વ્હેતી સરિતા હોય ત્હેવું દૃશ્ય ત્યાં નજરે પડે. ૮

ચઢીને અમે વમળે મહા મુશ્કેલીથી મધ્યે પડયા,
સદ્‌ભાગ્યથી ગુરૂ શિષ્ય ને હું દુકાને પહોંચી ગયા;
ગુરૂને કહ્યું આ ઠામ સર્વે આવજો દશ વાગતાં,
હું વાટ જોતો આપની બેસીશ તે વેળા યહાં. ૯

કરીને વિદાય પછી વિચાર્યું શી રીતે કરવું હવે,
આ ભીડ ભેદી ઘેર કેવી રીત જાવું માહ્યરે;
ઘરમાંહી આવે તાવ તે તો વાત યાદ રહી નહિં,
કરશે રસોઈ કોઈ સંતો કારણે ઘરમાં તહીં. ૧૦

બેઠો દુકાને હાથમાં કંઇ કામ લેવું ના ગમે,
મુજ ચિત્ત ચકડોળે ચઢયું કેવી રીતે કરવું હવે;
મુજ દેહ દુકાને હતો મન તો હતું વિચારમાં,
કરવી વ્યવસ્થા શી રીતે આવે ન કાંઈ ખ્યાલમાં. ૧૧

ઉઠયો પછી દુકાનથી નવ વાગતાં ઘર આવવા,
સંતો બિચારા દુઃખી થાશે વાર થાશે જો કદા;
લઈ શાક આવ્યો ઘેર તો કંઈ રંગ જુદો ત્યાં હતો,
તે જોઇને મુજ મન વિષે બહુ ખેદ તો વ્યાપી ગયો. ૧૨

આવ્યો હતો મુજ પ્રેમદાને તાવ ઝાઝો તે સમે,
બે ચાર ઓઢી ગોદડાં તે તો સુતી'તી તે સમે;
ઘરમાં હતાં બે બાળ કે'વા લાગિયાં રડીને તહીં,
"બાપા ચઢયો છે તાવ મ્હારી માત આ સૂતી અહીં." ૧૩

ઉર એક ચિંતા તો હતી તેમાં વળી બીજી ભળી,
પડતા ઉપર પાટુ પડે તેવી દશા મ્હારી થઇ;
મનમાં મુઝાયો હું ઘણો કરવું હવે કેવી રીતે,
આ બાળકો ને યોગિયોની પેર કરવી શી રીતે. ૧૪

આવ્યો બજારે હું ફરી કંઈ ભીડને ભેદી કરી,
લીધી રૂપૈયા બે તણી બરફી અને મોળી પુરી;

બેઠો દુકાને વાટ જોતો સંતને આવ્યા તણી,
દશનો થતાં ડંકો સવારી આવી ત્યાં સંતો તણી. ૧૫
પાયે નમી હું બોલિયો ચાલો પ્રભુ તો કે' "चलो"
ચાલ્યો પછી સરવે અમો આવ્યા ગૃહે આનંદમાં;
આદર કરી અદકો પછી મુજ ગૃહવિષે પધરાવિયા,
આજ્ઞા કરો હાજર ઉભો છું દાસ પર કરીને દયા. ૧૬

કહે સંત "कितनी देर है" તો મ્હેં કહ્યું તૈયાર છે,
" जलपात्र दे दे " સંત બોલ્યા મ્હેં કહ્યું તૈયાર છે;
મ્હેં તો બિછાવ્યા પાટલા, સૌ સંતને પધરાવવા,
પત્રાળીઓ મુકી દીધી મંડળ કરી જળનાં ત્યહાં. ૧૭

પ્રીતે પખાળી ચર્ણ સૌ તૈયાર થઈ ઉભા તહીં,
આવો બિરાજો પાટલે મ્હેં એમ ત્યાં વાણી કહી;
મધ્યે બિરાજ્યા મ્હાતમા બે પાસ શિષ્યો શોભતા,
જેવા ગ્રહોમાં ચંદ્ર શોભે તેમ તે શોભી રહ્યા. ૧૮

મ્હેં પિરશ્યાં પત્રાળીમાં બરફી અને પુરી ત્યહાં;
મુકયુ અથાણું કેરીનું મરચાં તણી ચટણી ત્યહાં;
જે જોઇએ તે માગજો બેસો જમો મહારાજજી,
એવું કહી મ્હેં આજની બીના ટુંકામાં સૌ કહી. ૧૯

ત્યાં બોલિયા યોગી " बड़ा है भक्त तुं भगवंतका, "
" करता बडा सन्मान तुं यजमान साधु संतका;"
" कुछ लड्डु बड्डु लायदे क्या बांडका पत्थर धरा,"
" हम योगियोंका आज तें बुलायके ठठा किया. "

"दो चार दिनसे क्षेत्रमे लाडु जलेबी पावता,"
"ऐसा कबु हम जानते तो कायकुं य्हां आवता;"
"हम जानताके आज पक्के माल पायेंगे यहां,"
"कंगाल तुं क्या कर शके सन्मान साधु संतका." २१

જે ભક્તિની જ્યોતિ હતી મુજઉરમાં તે ગુલ થઈ,
ધિક્કાર વ્યાપ્યો મુજને કે દાંભિકો આવ્યા આહીં.
મ્હેં ઓળખ્યા સાધુ તણા પોશાકમાં શયતાનને,
જાણ્યું સુવર્ણ થકી મઢેલા ઝેરના આ કુંભ છે. ૨૨

ગર્દભ દિસે આ સિંહ કેરા ચામડે વિંટાયલા,
રે! રે! પ્રભુ મ્હેં શું કર્યું અપરાધની કરજે ક્ષમા;
હું બોલિયો મહારાજ જે શક્તિ હતી તે મ્હેં કર્યું;
અપરાધ મ્હેં કીધો પ્રભુનો આજ આવું આદર્યું. ૨૩

ઉઠયા જમી તે સંત(!)બાળક માટ કાંઈ ન રાખિયું,
પીડા ટળે ઝટ તો ભલું મ્હેં એમ અંતરમાં ચહ્યું;
અડો લગાવ્યો ઢોંગીએ બેઠા બિછાનું પાથરી,
યમદૂત શ્યા ઉઠે નહિ ચોટયા ગુંદરની ગારથી. ૨૪

મુજને કહ્યું કે "आव बच्चा बात कछु तुजको कहे"
"कछु वस्त्र दे दे संतको इतना हमारा स्वाल है,"
શક્તિ નથી મહારાજ મ્હારી એમ મ્હેં મુખથી કહ્યું,
તે સાંભળી તે ઢોંગીયોએ કોપથી મુજને કહ્યું. ૨૫

"तुम देखना हम योगियोंका स्वाल त्हें मिथ्या किया,"
"हमको सताया आज उसका फल अवश्यहि पायगा;"

તો મ્હેં કહ્યું કે સંત કો દિ શ્રાપ તો દેતા નથી,
ને ઢોંગીઓના શ્રાપ તે તો અંગને અડતા નથી. ૨૬

બોલ્યા ઘણા અપશબ્દ ઝાઝી રીશ મુજ ઉપર કરી.
" तुं क्या समजता श्राप देके भस्म मैं करता अभी:"
આ સાંભળીને વેણુ મ્હારા ઉરમાં અગ્નિ થયો,
અતિ ક્રોધની ઉર્મી થકી નિષ્ઠુર વચન હું બોલીયો. ૨૭

જાઓ ધુતારા જોગટાઓ જોગને લજાવતા,
સાધુ બની શું સાધિયું છો સૌ અતિથી નર્કના;
ખાઈ મફતના માલ પાપી પીંડનું પોષણ કરો,
મસ્તાન પાડાસ્યા બની શું દેશનું હિત આદરો. ૨૮

તમ અંગ ઉપર છે ગરમ આ વસ્ત્ર તેમ છતાં તમે,
મુજ પાસ માગો વસ્ત્ર બીજાં ધિક્ક છે તમ ભેખને;
મ્હારા સમા ભોળાજનોને છેતરો પાખંડથી,
જાઓ સિધાવો આંહિથી ઝાઝું હવે કહેતો નથી. ૨૯

ઉઠયા પછી એ જોગને લજવાવનારા જોગટા.
વાગ્યા બરાબર બાર ત્યાર પછી ટળી મ્હારી પીડા;
બાળક બિચારાં માહ્યરાં ભૂખ્યા રહ્યાં કોવારથી,
તરૂણિ બિચારી તાવલીની ખબર પણ પૂછી નથી. ૩૦

આજે ઉઠી કો દુષ્ટનું મ્હેં મુખ તો જોયું હશે,
આ પૂર્ણિમાનો દિવસ આજ અકાજ મ્હેં ખોયો ખરે;
પાણી કર્યું મુજ ગાંઠથી દુકાનનો વકરો ગયો,
મેં પોષિયા પાખંડીને હું અંધશ્રદ્ધાળુ થયો. ૩૧

*　　*　　*　　*

ઓ અંધશ્રદ્ધાળુ જનો આ વાત વાંચી સાર લ્યો,
પૈસા તમારાને તમો ઉપયોગ શુભ કામે કરો;
મેવા મિઠાઇ આપીને પાખંડીને પોષો નહિં,
વિષથી ભરેલા નાગને પયપાન દઇ પોષો નહિ. ૩૨

ખાઈ મફતના માલ બાવા મસ્ત પાડા શ્યા ફરે,
બે ચાર રાખે ચેલિયો ગાંજો સુકો પીતા ફરે;
આડંબરેથી આંજીને જગ ધુતનારા તેજ છે,
આ દેશને આપત્તિમાં ડુબાવનારા તેજ છે. ૩૩

બાળક તમારાં પાઈ માટે પેટ કૂટીને રડે,
તેને ન આપો પાઇ પણ પાખંડીને પોષો તમે;
એ અંધશ્રદ્ધા કેટલી શાણા વિચાર કરો ઉરે,
એ શું તમારા દેશનું કે ધર્મનું રૂડું કરે. ૩૪

પોતે પડે ઉંડા કુવામાં અન્યને ઉતારતા;
બાવા બની જગ ધૂતવાનો ઢોંગ જુઠો ધારતા,
સંસારમાંથી ભાગીને સરકારને ઘરનારના,
માબાપના ને આપના ને સર્વના ખોટા કર્યા. ૩૫

ચશ્માં ચઢાવી બૂટ પ્હેરી છત્રી કરમાં ઝાલતા,
મન માનતાં વસ્ત્રો સજી નીચું નિહાળી ચાલતા;
વક્તા ઘણો તો શું થયું ? બકતો ઘણું તો શું થયું ?
મન વાંચ્છના ત્યાગી નહિ, સંસાર ત્યાગે શું થયું ! ૩૬

ઉપદેશ આપે અન્યને પણ આપ તો પાળે નહિ,

ખટરસ અને મિષ્ટાન્નના ભોજન વિના ચાલે નહિ;
દમડા દબાવી રાખતા, તો ધર્મનું લક્ષણ કયું ?
મદ મોહ લોભ તજ્યો નહિ સંસાર ત્યાગે શું થયું ? ૩૭

બાવા બની ચોળે વિભૂતિ મસ્તકે રાખે જટા,
ધુણી ધિકાવે અલખ ગાયે ઠાઠ રાખે સિદ્ધના;
મુખથી ઉચારે રામ ને હૈયું હળાહળથી ભર્યું,
મન મેલને ત્યાગ્યો નહિં, સંસાર ત્યાગે શું થયું ? ૩૮

જે ત્યાગ વૃત્તિ સંત તે જગમાં જવલ્લા હોય છે,
સૌ ભોગ રોગ સમાન માને નિર્વિકારી હોય છે;
તે ધર્મને તજતા નથી, ખટરસ કદી જમતા નથી,
તે દ્રવ્ય સંઘરતા નથી, ને નગ્રમાં વસતા નથી. ૩૯

તે કાલની કે કાળની ચિંતા કદી કરતા નથી,
તે માન કે અપમાનની પરવા કદી ધરતા નથી;
હું સિદ્ધ છું કે સંત છું એવું મુખે વદતા નથી,
નિજ વિદ્વતાનો ગર્વ તે મનમાં જરા ધરતા નથી. ૪૦

ભારેલ અગ્નિ પેઠ તે સંસારમાં છાના રહે,
જળમાં તણાતા હોય તેવી રીત તે ફરતા ફરે;
મુખથી રટે હરનામ મિથ્યા દંભમાં દિન ના ખુએ,
પાષાણમાં ને કાષ્ટમાં ને સર્વમાં હરિને જુએ. ૪૧

સાધુ તણાં જે લક્ષણો તે ઢોંગીઓમાં ના દિસે,
લાખો જનોમાં કોઈ એવા આવતા કો હિ હશે;
પણ કાગ કેરી પંક્તિમાં ના હંસ તો છાનો રહે,

રે'ણી અને કરણી વડે તે સર્વથી જુદો પડે. ૪૨
સંસાર ત્યાગી વિષય સૌનો ત્યાગ કીધો જેમણે,
તપ વ્રત કરી નિજ પ્રાણને વશ રાખવાનો જેમને;
તેવા જનોને ધૃત અને પયના પદાર્થો આપીને,
શા માટ લલચાવી બગાડો ત્યાગ તેવાનો તમે. ૪૩

*    *    *

હે દેશના ધનવંત ને દાની દયાળુ સજ્જનો,
ધન દાન વેળાએ તમો વિવેક બુદ્ધિ વાપરો;
પાળો ભલે દુખથી પીડાતા અંધ તેમ અપંગને,
ટાળો દુખીનાં દર્દ તો આશીષ અંતરની મળે. ૪૪
વિદ્યા કળા વિજ્ઞાન અર્થે દ્રવ્ય કેરો વ્યય કરો,
આ દેશની આબાદીના પંથે રૂપૈયા વાવરો;
ધનવંત થાયે દેશ આ તેવા ઉપાયો આદરો,
લુચ્ચા ભિખારી થાય ઓછા તે રીતે વર્તન કરો. ૪૫

જે દ્રવ્યથી શુભ ધર્મની વૃદ્ધી જગતમાં થાય ના,
જે દ્રવ્યથી નિજ દેશની કારીગરી પોષાય ના;
જે દ્રવ્યથી વિદ્યા કળા વિજ્ઞાન વૃદ્ધી થાય ના,
જે દ્રવ્યથી દુઃખ ના ટળે પરમાર્થ તે કહેવાય ના. ૪૬

પાખંડીને પોષો તમે પરમાર્થ તે કહેવાય ના,
જશ ખાટવા ધન વાવરો પરમાર્થ તે કહેવાય ના;
નિજ સ્વાર્થ માટે જે કરો પરમાર્થ તે કહેવાય ના,
[illegible] વિષે ધન જે [illegible] પરમાર્થ તે કહેવાય ના. ૪૭

પરમાર્થને બ્હાને હજારો રૂપિયા હોમાય છે,
તે દ્રવ્યથી કેવળ વિષયની વાસના પોષાય છે;
શણુગાર ને શૃંગારમાં તે દ્રવ્યનો વ્યય થાય છે,
તે દ્રવ્ય દેનારા અને લેનાર નર્કે જાય છે. ૪૮

દ્રષ્ટિ તમારી અન્ય દેશો પર તમે નાંખી જુઓ,
ત્યાં ધર્મ સંસ્થાઓ તણી ખૂબી જરા ન્યાળી જુઓ;
લાખો રૂપૈયા ધર્મ સંસ્થામાં જમાં ત્યાં થાય છે,
તે દ્રવ્યનો તે દેશના કલ્યાણમાં વ્યય થાય છે. ૪૯

ખટરસ જમાડી દાંભિકોની વૃદ્ધિ તે કરતા નથી,
ભીખ આપીને ભીખ માગતો નિજ દેશને કરતા નથી;
લુચ્ચા લફંગા આળસુને આશરો દેતા નથી,
ને વૈભવોમાં ખર્ચ કરવા દાન તે દેતા નથી. ૫૦

તે દ્રવ્યથી ચાલે હજારો ધર્મનાં વિદ્યાલયો,
તે દ્રવ્યથી ચાલે હજારો ધર્મ ઔષધમંદિરો;
તે દ્રવ્યથી તે દેશની કારીગરી પોષાય છે,
એવી રીતે ત્યાં ધર્મના પૈસા તણો વ્યય થાય છે. ૫૧

આ દેશમાં ઢોંગી ધુતારા ધર્મનું બ્હાનું ધરી,
લાખો રૂપૈયા લૂંટતા ભોળા જનોને ભોળવી;
"देखो हमारा लालजीको लड्डु चैये खांडका,"
"दो चार चैये शाक करदे भोग तु भगवानका," ૫૨
"सुवर्ण मोतीमालका शृंगार चैये लालको,"
"सैया बनादे और छत्रपलंग दे दे लालको;"

"श्री लालजीके द्वारको तुं चांदीसे मढवायदे,"
"महाभोगमें कुछ दामको तुं यहां जमा करवायदे."५३

"पक्के कपूरी पान अच्छे देख लाना चाहिए,"
"म्हा मूल सच्चे मोतीका चूना लगाना चाहिए;"
"कथ्था सुपारी और केसर कस्तुरी भी डालना,"
"बीडा बनाना प्रेमसे मुखवास मेरे लालका." ५४

"गौ बेल गाडी लालकी घोडा गधैया लालका,"
"सब चेली चेला लालजीका मैं बधैया लालका;"
"तुं लालजीका भक्त लाड लडाव मेरे लालकुं;'
સૌ લાલજીનું નામ ને માહારાજજીના કામનું. ૫૫

લાખો કરોડો દામની એ રીત આહુતી થતી,
તેથી કરી આ દેશની થાતી જરૂર અધોગતી;
જે દેશમાં નાણા તણો ઉપયોગ ઉલટો થાય છે,
તે દેશ લક્ષ્મિવંત હોય છતાં ગરીબ ગણાય છે. ૫૬

આ દેશમાં લાખો જનો ધંધો તજી નિજ ઘેરથી,
ખાવા મફતના માલ સાધુ થાય છે પાખંડથી;
ભમતા ફરે તે દેશમાં જ્યાં જ્યાં સદાવૃત હોય ત્યાં,
મેવા મિઠાઈ ખાઇને બેફિકર થઈ વસતા ત્યહાં; ૫૭

નિર્ધન બિચારા દેશના કારીગરો મહેનત કરી,
સૂકો મળે ના રોટલો ભરતા પરાણે પેટ કૈં,
જે આળસુ એદી બની કરનાર નિર્ધન દેશને;
તેતો સદાવૃતમાં સુખે મનમાનતાં ભોજન જમે. ૫૮

નિર્ધન તણાં સંતાન પૈસા વગર વિદ્યા ના ભણે,
ઉત્સાહી બુદ્ધિવંત હોયે ત્હોય તે પાછા પડે;
કારીગરી આ દેશની આશ્રય વિના લય થાય છે,
ને દેશ આખો અંધશ્રદ્ધામાં તણાતો જાય છે. ૫૯

લાખો જનો ભૂખે મરી પરધર્મમાં વટલાય છે,
ને કંઇ હજારો મણુતણો દરરોજ ભોગ ધરાય છે;
તે વાતનો વિચાર કોઈ દીલમાં કરતા નથી,
હું શ્રેષ્ટ મ્હારો ધર્મ રૂડો એમ લડતા અન્યથી. ૬૦

પરધર્મીઓ આ દેશમાં નિજધર્મની વૃદ્ધિ થવા,
તે ચિત્ત સૌનાં ખેંચવા કરતા પ્રકાર નવા નવા;
તે આપણાથી અધિક અંશે ભાગ કાઢી ધર્મનો,
સ્થાપે અનાથાશ્રમ દવાખાનાં અને વિદ્યાલયો. ૬૧

દુખથી પીડાતા દર્દીઓ ત્યાં આશરો લેતા જઈ,
કારણ નથી સંસ્થા દવાની અત્ર હિંદુ ધર્મની;
મુકી ધરમને બાજુએ પરધર્મિનું પાણી પીએ,
લોકો બિચારા શું કરે દુખથી પીડાતા હોય તે. ૬૨

હે ? બંધુઓ એ રીત હિંદુ ધર્મની જડ જાય છે,
કારણ તમારા ધર્મનું ધન અન્યથા ખર્ચાય છે;
ત્યાગી તમારી અંધશ્રદ્ધા દેશનું હિત દીલ ધરો,
બુદ્ધિ ખિલાવો ગોર્જીને ઉપદેશ આ અમૃત સમો. ૬૩

ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ.

# વિતકની વાતો.

## ( ૧ )

# ઉંટનો અનુભવ.



હરિગીત.

આજે કહું મુજને વિતેલું યાદ લાવી આપને,
છે વાત બહુ વર્ષોતણી, પણ યાદ તાજી છે મ્હને;
હું એકવેળા નીકળ્યો તૈયાર થઈ મુજ ઘેરથી,
વાડાસિનોર લગન હતું, મુજ મિત્રનું તેથી કરી. ૧

વૈશાખ માસ તણા હતા દિન, તે છતાં મન હોંશથી,
નહિ જાઉં તો દુખ લાગશે, મુજ મિત્રને એવું ગણી;
ડાકોરથી સેવાલિયાની ટિકિટ લીધી ટ્રેનની,
બેઠો સવાદશ વાગતાં ગાડીમહિં ડાકોરથી. ૨

મંદાક્રાન્તા.

ગાડી ત્યાંથી પવન ગતિએ પાડતી ચીસ જાતી,
વેગે જાતાં નજર પડતી સૌ દિશાઓ ઘુમાતી;

દીસે વૃક્ષો સડક પરનાં દોડતાં હોય જાણે,
હું જાતો, કે તરૂવર જતાં, થાય શંકા મ્હને એ. ૩

વાયે ઝાઝો પવન તરૂનાં પાનને પાડી દેતો,
જાણે ઝાઝો શ્રમ કરી રહ્યો, ગાડીને રોકવાનો;
ગાડી ત્હેન પણ ન ગણતી, દોડતી દોટ દોટે,
છે વાયુથી મુજ ગતિ અતી, એમ દેખાડતી એ. ૪

ભુજંગી.

ઘણા વેગમાં દોડીને થાકવાથી,
ઉભી ઠાસરા સ્ટેશને તેહ આવી,
જરા થાક ખાઇ ફરી દોટ દીધી,
વળી પૂર્વની રીત તો યાદ કીધી. ૫

ઘણાં પૂલ નાળાં કર્યાં પાર ત્હેણે,
પગે ચાંપતી ચાલતી હોય જાણે;
ઘણા વેગથી હાલતા બેસનારા,
જણાયે બધા ભૂતના દોષવાળા. ૬

શાર્દૂલવિક્રીડિત.

સ્થંભાવી ગતિને વળી સ્થિર થઈ, સેવાલિયે આવીને,
ઉઠયો હું પણ તરત ત્યાં સજ થઈ, જાણે જતી એ રહે;
ઝાંપા માંહિ ઉભો હતો, ટિકિટનો લેનાર ત્યાં તે સમે,
જાણે હસ્ત મિલાવી સર્વ જનનું, સન્માન સ્નેહે કરે. ૭

## હરિગીત.

હું પણ મિલાવી હસ્ત, ઝાંપા બ્હાર જઇ ઉભો રહ્યો,
કેવી રીતે ક્યાંથી જવાનું, એમ વિચારી રહ્યો;
છે સાત ગાઉ દૂર અહિંથી ચાલવાનું ધારિને,
વાહન મળે તો ઠીક, એવું ધારતો હું અંતરે. ૮

રસ્તો અજાણ્યો મુજથકી, સંગાથ જો સારો મળે,
આનંદમાં જાયે વખત, મ્હેં એમ ધાર્યું અંતરે;
તે સમય આવ્યું યાદ મુજને, બૂટ ગાડીમાં રહ્યા,
કીધી ઉતાવળ ઉતરતાં, માટે વીસાઈ તે ગયા. ૯

મ્હેં દોટ મુકી તરત ત્યાંથી આવિયો ઝાંપામહિં,
અંદર જતાં વાગી સિસોટી, તરત ગાડી ઉપડી;
આશા મુકી *ઉપાનની હું તો પછી પાછો વળ્યો,
બહુ રીસ ગાડીપર ચઢી, પણ સહન સર્વ કરી રહ્યો. ૧૦

ઉભો વિમાસણમાં પડી, કેવી રીતે કરવું હવે,
રે! તાપમાં જોડા વગર, શી રીતથી જાવું હવે;
તે સમયમાં સૌ લોકતો જ્યાં જ્યાં જવાનું ત્યાં ગયા,
સ્ટેશન તણે મેદાન બંદા એકલા ઉભા રહ્યા. ૧૧

## શાર્દૂલવિક્રીડિત.

રે! રે! દૈવ હવે કરૂ કયમ હું તો, જાઉં કઈ રીતથી,
સંગાથી પણ છે નહિં, ત્યમ વળી સ્વારી જણાતી નથી;

* જોડાની

ધીકે છે ધુમજાળ સુર્ય નભમાં, અંગાર વર્ષાવતો,
અગ્નિ જ્વાળ વડે દિશા સરવને જાણે દિસે બાળતો. ૧૨

### વસંતતિલકા.

વાડાસિનોર અહિંથી ગઉ સાત થાયે,
સો ગાઉ તુલ્ય મુજને મનથી જણાયે;
કેવી રીતે વગર સોબત જૈ શકાશે?
ને દાઝતા પગ૨ડે અજાણુજાણુ માર્ગે. ૧૩

એવો વિચાર કરતો સ્મરતો હરિને,
માથે પ્રચંડ રવિનાં કિરણો સહીને;
સ્વેદે કરી સકળ અંગ ગયું ભિજાઇ,
ત્રિશંકુ તુલ્ય થઇ ત્યાં ગતિ મ્હારી ભાઇ. ૧૪

### હરિગીત.

કંઇ પૂણ્યના યોગે પ્રભુએ દાદ મ્હારી સાંભળી,
મ્હારા સમા દુખિયા ઉભા'તા, દૂર ત્યાં બે માનવી;
જાતે જણાતા લોટિયાળ્હોરા ગયો હું તે કને,
મ્હેં પૂછિયું કે "શેઠજી કયાં છે જવાનું આપને? ૧૫

તે બોલિયા "વારાસિનોર જવું અમારે સેથજી,
"અમ પાસ બોજો છે ઘનો, તેની બરી છે વેથજી;
"કંઈ ગારી બારી ના મૌલ્રે, સાલ્લો સખત તરકો પરે,
"આ બોજ કેમ ઉપારવો, એ ભાંજગર કરિયે અમે. ૧૬

આ વાકય રૂપી અમૃતે મુજ તાપ સર્વ ટળી ગયો,
જ્યમ નાવ દેખે ડુબતો, હું તેમ હરખાઇ ગયો;
જે રીત સ્વાતીબીંદુથી આનંદ ચાતકને મળે,
તેવો થયો આનંદ, મ્હારા અંગમાંહિ તે પળે. ૧૭

હું બોલિયો ઓ શેઠ હું વાડાસિનોર જનાર છું,
બહુ વારથી હું કોઇના સંગાતને શોધ્યા કરૂં;
કહે શેઠ "વારૂ થીક છે આપર બધા સાથે જસું,
"કંઈ ભાર બાર ખોલી થંદા પોરના વીદા થસું. ૧૮

એ વાતમાં મ્હેં સંમતી આપી પછી વ્હોરા કહે,
"દેખાય પેલી ફેક્તરી ત્યાં સર્વ જઈએ આપરે;
ત્યાં એક વ્હોરાનું હતું કમ્પાઉન્ડ ત્યાં સરવે ગયા,
નિશ્ચંત થઇ બેઠા તહાં સૌ રીતથી સુખિયા થયા. ૧૯

## શાર્દૂલવિક્રીડિત.

બેઠા હું સ્થિર ચિત્તથી, પણ ઘણો વાયુ ઉનો આવતો,
ધાયે સ્વેદ અપાર, અંગ તપતુ, વ્યાકુળ દીલે થતો;
લાવ્યો નીર કુવા તણું નજીકથી, થોડું શિરે રેડિયું,
સૂતો ખેસ બિછાવીને, પણ તહાં ના ચેન કાંઇ પડયું. ૨૦

## વસંતતિલકા.

મધ્યાનનો તરૂણ સુર્ય નભે તપે છે,
અગ્નિ સમો પવન સર્વ દિશા દહે છે;

દેખાય કંપિત ધરા ધિકતી વરાળે,
જાણે ચઢયો પ્રલયનો ઉદધી ઉછાળે. ૨૧

વ્યાકુળ પંખિ પશુઓ તડકે તપીને,
બેઠાં દિસે સ્થિર થઈ તરૂ છાંય માંહે;
દેખાય મારગમહિં નહિ માનવી ત્યાં,
જ્યાં ત્યાં છુપાઇ સરવે તન તાપ ખોતાં. ૨૨

વૃક્ષો પ્રચંડ રવિનાં કિરણો સહે છે,
જાણે ઉભા મુનિજનો તપ આદરે છે;
રાખી ઉભાં શરણમાં પશુ પંખિયોને,
વેઠી પીડા સુખી કરે અતિ ધન્ય ત્હેને. ૨૩

## હરિગીત.

થોડો સમય મ્હોરાજી સાથે વાત વિધવિધની કરી,
મધ્યાનની વેળા વિતાવી સ્હેજ કંઈ શાન્તિ થઇ;
ભાડુ મળે તો ખોળવાને બ્હાર મ્હોરાજી ગયા,
થોડા સમયમાં ભાડુ તે નક્કી કરીને આવિયા. ૨૪

## રોળાવૃત.

કહે શેઠ "ઓ ભાઈ અમે ગારી બહુ જોઇ,
"પાની પાની થઇ ગીયા શંરનો મીલો ન કોઇ;
"આખર કીધાં ઉંત અમોએ ભારે ભાઇ,
"બેત ગોથ્યો બેશ આપરો સઘલો ભાઈ. ૨૫

" એક ઉંત પર અમો બે જના બેસી જઈસું,
" બીજા પર આગલ સઘલો સામાન ધરીસું,
" તેની પાછલ તમો બેસજો નીરાંતેથી,
" જરો ન કાંઈ ઉપાય માત કીધી આ યુક્તી. ૨૬

## હરિગીત.

મનમાં વિચાર થયો મ્હને, કે ઉંટને અડકાય જો,
કરવું પડે અંઘોળ, કેવી રીતથી બેસાય તો;
રે ! હા કહું ? કે ના કહું ? મનમાં મુઝાયો હું અતિ,
નિશ્ચય કરી હું ના શકયો, કે જાઉં કેવી રીતથી. ૨૭

જો ના કહું તો એકલો કેવી રીતે મ્હારે જવું,
છે તાપકેરો સમય ને જોડા વિનાનું ચાલવું;
ઇશ્વરતણી મરજી હશે, કે યોગ આવો આવિયો,
માટે સમયને માન આપી, હા કહી ઉભો થયો. ૨૮

## શાર્દૂલ વિક્રીડિત.

આવ્યા બ્હાર પછી અમો સજ થઈ, જ્યાં ઉંટ ઉભાં હતાં,
વાંકાં અંગ અઢાર યાર નિરખ્યાં, ઉંચું નિહાળી રહ્યાં;
લાંબા હોઠ જણાય, નાક ચપટું, ને કાન ટુંકા ઘણા,
ઢેકા ઉપર ગોઠવ્યા કસકસી, સ્વારી તણા કાઠડા. ૨૯

બેસાડયાં પછી ત્યાં બહુ બળ કરી, બેઠાં બુમો પાડતાં,
જાણે ડોક ઉંચી કરી સ્વરગનો રસ્તો બતાવી રહ્યાં;

લાગ્યા સામન સર્વ પેક કરવા, બે ઉંટવાળા તહાં,
લાંબા દોર વડે બરાબર કસી, યુક્તિથકી ગોઠવ્યાં. ૩૦

## સવૈયા એકત્રીશા.

કરી લટકતી બે ટ્રંકો તે ડંકાના સરખી દેખાય,
વાંસતણા જે હુતા કંડિયા તે પણ ખેંચી બાંધ્યા ત્યાંય;
હુતા રકેબી પ્યાલા ત્હેમાં, વળી રમકડાં રૂડાં જણાય,
મેવો લાવેલા મુંબઇથી તેપણ બાંધ્યો બાજુ માંહ્ય. ૩૧

વળી બીસ્તરા બાંધી દીધા બે બાજુ કરિને સમતોલ,
તે સરવેની ઉપર વળતી બંધ મારીને બાંધ્યો દોર;
પાછળ આસન મ્હારૂ કીધું, બન્યો દેખવા સમો પ્રકાર,
આવ્યું હાસ્ય મ્હને અંતરમાં આ પણ ખરી ખુબી કીરતાર. ૩૨

આજ આપણી સ્વારી ચઢશે, જશે ઠેઠ વાડાસિનોર,
એ પણ એક અનુભવ મળશે, અને મઝા કંઈ પડશે ઓર;
તે સમયે બે વ્હોરાજી તે બીજા ઉંટપર થયા સવાર,
આગળ પાછળ બન્ને બેઠા થયું ઉંટ ઉભું તતકાળ. ૩૩

## ભુજંગી.

કહે ઉંટવાળો મ્હને, સ્વાર થાઓ,
ઉઠી જાય છે ઉંટ આ તુર્ત આવો;
ત્વરાથી હું ત્હેની જવા પાસ લાગ્યો,
હલાવી જરા ડોક કે દૂર ભાગ્યો. ૩૪

## હરિગીત.

હું બોલિયો એ ભાઇ ઝાલી હાથ બેસાડો મ્હને,
આ ઉંટની પાસે જતાં બહુ બીક લાગે છે મ્હને;
તે ઉંટવાળાએ મ્હને ટેકો કરી બેસાડિયો,
કે તુર્ત લાંબી ડોકવાળો ઉંટડો ઉભો થયો. ૩૫

હું જોરથી ઝાલી રહ્યો બે હાથથી તે કાઠડો,
લાગ્યુ મ્હને પર્વતતણા શિખર ઉપર જાણે ચઢયો;
જાણે ખરેખર આજ હું વૈમાનમાં બેસી ગયો,
મુજ મિત્રની જાને જતાં વરરાય જાણે હું થયો. ૩૬

તે સમય ત્યાં વ્હોરાજીવાળા ઉંટને આગળ કર્યું,
ધીમે ધીમે ત્હેની પછાડી ઉંટ ચાલ્યું માહ્યરૂં;
સુખપાલના ડાંડાસમી કરી ડોક લાંબી ચાલતું,
નીચો ઉંચો હું થાઉં, આખું અંગ મ્હારૂં હાલતું. ૩૭

## વસંતતિલકા.

જાતા હતા સરવ માર્ગ હતો રૂપાળો,
બે બાજુએ તરૂતણી રમણિય હારો;
આંબા તણાં કંઇક ઝાડ ઝુકી રહેલાં,
તેની તળે કંઇક પકવ ફળો પડેલાં. ૩૮

અસ્તાચળે ઉતરવા રવિરાય જાતો,
સુવર્ણપીંડ સરખો નભમાં જણાતો;

જાણે રવિ જગતને ઉપદેશ દે છે,
સૌ વસ્તુનો ઉદય અસ્ત જરૂર તો છે. ૩૯

તાતો રવિ કંઈક શાન્ત દિસે બનેલો,
જાતાં યુવા સુધરતો જન હોય જેવો;
અગ્નિસમાં કિરણ શાન્ત થયાં જણાતાં,
જાણે ઠરેલ બનિયો વય વૃદ્ધ થાતાં. ૪૦

## હરિગીત.

ચાલ્યાં જતાં ઉંટો અમારાં મૈલ એક ગયા અમે,
મુજ ઉંટનો માલિક ત્હેને દોરતો ધીમે ધીમે;
જે ઉંટપર વ્હોરા હતા તે ઉંટ આગળ ચાલતું,
દોરી હલાવે જેમ તેમ રવાલમાં ચાલ્યું જતું. ૪૧

મુજ ઉંટ ધીમે ચાલતું, હેલ્લા મ્હને આવે ઘણા,
હું પૂર્ણ કંટાળી ગયો ગોઠ્યું નહિં મુજને જરા;
મનમાં વિચાર થયો મ્હને, દોરી લઉં મુજ હાથમાં.
સીધું ચલાવું ઉંટ વ્હોરાજી તણી સંગાથમાં. ૪૨

મ્હેં ઉંટવાળાને કહ્યું, કે આપ તું દોરી મ્હને,
ચાલે જરા ઉતાવળુ તો બેસતાં ફાવે મ્હને,
કહે ઉંટવાળો તે તમોને હાકતાં નવ આવડે,
પાડી દીયે, ને જાય નાશી દૂર, તોફાને ચડે. ૪૩

હું બોલીયો બહુ વાર મ્હેં સ્વારી કરી છે ઉંટની,
માટે ચલાવિશ ચાલ સારી બીક રાખિશ તું નહિં;

પણ ઉંટવાળે ના કહી મુજ હાથ દોરી આપવા,
તૈયાર હું તો થઈ ગયો નીચે તુરત ઉતરી જવા. ૪૪

સવૈયા એકત્રીસા.

ઘણી કરી મ્હેં રકઝક ત્યાં તો, દોરી લેવા મ્હારે હાથ,
આખર તે આપી મુજ કરમાં થયો ખુશી હું મનની સાથ;
ઉતાવળું ચાલે તે માટે દોરીને મ્હેં ખેંચી ત્યાંય,
કરી ડોક ઉંચી બહુ ઉંટે ધરવા લાગ્યું પાછા પાય. ૪૫
હું તો ગભરાયો મનમાંહિ, રહી શક્યો નહિ સ્થિર લગાર,
બે હાથે મ્હેં ગ્રહ્યો કાઠડો છટકી ગઇ દોરી તે વાર;
ઉપર બાંધેલી ટ્રંકોનો અફળાવાથી થયો અવાજ,
ભડક્યું ઉંટ મચ્યું તોફાને ગયો તેહનો પૂર્ણ મિજાજ. ૪૬
ગયો પકડવા માલિક ત્હેનો, પણ નવ ફાવ્યો એકે દાવ,
નાઠું સીધી સડકે તે તો થયો કોઇથી નવ અટકાવ;
અફળાયે ઉપરની ટ્રંકો ખડખડાટ તેનો બહુ થાય,
તેમ તેમ નાસે બહુ બળથી બૂમ પાડતું ચાલ્યું જાય. ૪૭
વાયુથી પણ વેગ વધારે, ગરૂડ થકી પણ ગતિ અપાર,
મેલ ટ્રેનનું માન મુકાવે, ભરે ફાળ પર જબરી ફાળ;
ખડખડ ભડભડ ખટાખટ્ટનું મચ્યું ઘણું ત્યાંતો તોફાન,
તેમ તેમ દઈ દોટ દોટપર નાસે કરતું બહુ ઘમસાણ. ૪૮
લડયા રકેબી પ્યાલા સઘળા, માંહો માંહિ કરી વિવાદ,
અંગ ભંગ થઇ પડતા ભોંયે એક એકને પાડી સાદ;

રીંસાઈ ચાલ્યાં સર્વ રમકડાં ગયાં એકની પાછળ એક,
ટેંકોએ પણ ટંટો કીધો લઢી વઢીને થાક્યાં છેક. ૪૯
થયા બંધ ઢીલા સરવેના ધબ્બો ધબ્બ તે પડિયાં ભોંય,
હુંને ઉંટ વિના તે સમયે રહ્યું ન સાથી બીજું કોય;
મુજ વસ્ત્રો પણ ગયાં વિખાઇ પડી પાઘડી છૂટયો બેસ,
જોડા જાતા રહ્યા પ્રથમથી હતી ન ત્હેની ચિંતા લેશ. ૫૦
મ્હેં મનમાં નિશ્ચય કીધેલો ઉંટ તણો નવ છોડું સાથ,
બે હાથે ગ્રહી રહ્યો કાઠડો, મડાગાંઠ શી ભીડી બાથ:
ગયું મૈલ એ મૈલ દોડતું, પણ નવ ધીમું પડયું લગાર,
બાંધેલો મજબુત કાઠડો, તે પણ ઢીલો થયો અપાર. ૫૧

## હરિગીત.

આશા રહી નહિ અંતરે ઉપર હવે ટકવા તણી,
નક્કી મરણને શરણ થઇશું એમ થઇ ચિંતા ઘણી;
છેડાયલું છે ઉંટ પડતાં ઠાર મારી નાખશે,
રે ! રે ! પ્રભુ હું શું કરૂં, રે ! શી ગતિ મ્હારી થશે. ૫૨

મા બાપ મ્હારાં જાણશે કે ભાઈ તો જાને ગયા,
આ કા'ણના સંદેશ ત્યાં શી રીત જાશે આપણા;
આ રીતના વિચારમાં હું ઉંટને ચોટી રહ્યો,
પડવા તણો ભય પળપળે મુજ હૃદયમાં વધતો ગયો. ૫૩

એવે નિહાળ્યું એક ગાડુ આવતું સ્હામે થકી,
તે જોઈ નાઠું ઉંટ આડે મારગે રસ્તો તજી;

મ્હેં તો વિચાર્યું મોત આવ્યું આજ બચવાનો નથી,
મુજ મિત્ર કે મા બાપનો મેળાપ થાવાનો નથી. ૫૪

ઝાડી જણાયે દૂર ત્હેમાં ઉંટ આ પેસી જશે,
અથડાઈને કો ઝાડ સાથે ઘાટ મ્હારો થઈ જશે,
માબાપ મ્હારાં કયાં રહ્યાં, કયાં મિત્રનું ઘર માહારૂં,
રે ! ઉંટ આ લઈ જાય જયાં, ત્યાં આજ જાવાનું થયું. ૫૫

મરવું હવે તો સત્ય છે, મ્હેં એમ મન નિશ્ચય કર્યો,
'જય રામ' કહીને ઉંટથી હું ભોંય પર કૂદી પડયો;
થાતાં ધબાકો માહારો તે ઉંટ બમણું ભડકિયું,
ચારે પગે બુમરાણ કરતું દૂર તે નાશી ગયું. ૫૬

પ્રભુની કૃપાથી સ્હેજ પણ મુજ અંગને વાગ્યું નહી,
તો પણ શરીરમાં વેદના મુજને થવા લાગી અતિ;
રે! રે! સુજ્યું શું આ મ્હને છોકરમતી મ્હેંતો કરી,
હાથે કરી વ્હોરી લીધી આજે ઉપાધી મ્હેં ખરી. ૫૭

સ્વારી કદી કીધી નથી, મ્હેં ઉંટની પણ તે છતાં,
જાુદું જણાવી ઉંટની દોરી લીધી મુજ હાથમાં;
ત્હેનું મળ્યું ફળ આ મ્હને જીવતાં સુધી ભૂલીશ ના,
સ્વપ્ને કદી પણ ઉંટ સ્હામું આજથી ભાળીશ ના. ૫૮

### વસંત તિલકા.

ખંખેરીને સકળ અંગ ઉઠયો ધીમેથી,
આવી ઉભો સડકની નજદીક ત્યાંથી;

લાગ્યો પછી મનમહિં કરવા વિચારો,
રે ! આજ ક્રોધ કરશે બહુ ઉંટવાળો. ૫૯

વ્હોરાતણું બહુ થયું નુકશાન આજે,
તેથી ખરેખર ઘણા રીસમાં હશે તે;
રે ! આજ મ્હેં સરવને બહુ દુઃખ દીધું,
દોરી લઇ કરવિષે અઘટિત કીધું. ૬૦

## હરિગીત.

થોડો સમય એ રીતના વિચારમાં ચાલ્યો ગયો,
સૌ સાથ વ્હોરાજી તણો દૂરથી જણાવા લાગિયો;
ટ્રંકો અને બિસ્તર ઉઠાવી ઉંટવાળા આવતા,
ખાંધે મુકીને કંડીયા બે શેઠ પાછળ ચાલતા, ૬૧

ત્હેની પછાડી ઉંટ ખાલી એક દોરી લાવતો,
મ્હારો પડેલો સર્વ સામાન તેહની પાસે હતો;
મ્હેં દૂરથી દેખી વિચાર્યું, રે ! હવે હું શું કરૂં,
રે ! આજ આફતથી ઉગરવા, શો જવાબ હવે દઉં. ૬૨

મ્હેં નાટકી અભિનય તણો આરંભ કરવા માંડિયો,
જાણે મ્હને વાગ્યુ બહુ હું એમ દર્શાવી રહ્યો;
જાણે ચઢયો બહુ શ્વાસ તેવી રીત લાગ્યા હાંફવા,
બે હસ્તથી મુજ અંગને લાગ્યો અધિક પંપાળવા. ૬૩

મુજ નજીક સરવે આવતાં મ્હેં ઢોંગ ઝાઝો ત્યાં કર્યો,
સૌ અંગ ભંગ થયેલ હોય તેમ દર્શાવી રહ્યો;

નીચી કરીને ડોક મુખ ઉદ્દગાર દુખના કાઢતો,
ચેષ્ટા સરવના મુખતણી આડી નજરથી ભાળતો. ૬૪

ખાંધે મુકીને કંડીયા વ્હોરાજી ચાલી આવિયા,
શ્વાસે ભરેલા " યા ખુદા " કહી ભોંય પર બેસી ગયા;
લાગ્યા ઘણો અફ્સોસ કરવા આંખમાં આંસુ ભરી,
" ખાના ખરાબી રે! અમારી આજ ખોદાએ કરી. ૬૫

" પ્યાલા રકેબીને રમકરાંના ચુરેચુરા થીયા,
" આપુસની કેરી અને દારમ બધાં કચરાઈ ગીયાં;
" તંકો અમારી પન તુતી સૌ રફરતફર થઇ ગીયું,
" રે! રે! અમારૂં આજ સતિયાનાસ સર્વ વલી ગીયું. ૬૬

" બચ્ચાં ગલે વલગી અમારાં કૂદવા માંરી જસે,
" કેસે અમારે માત બાવાજી કસુ લાવા હુશે;
" આ દેખતાં ખાનાખરાબી તે નિરાસ થઈ જસે,
" ધનીયાનોબી આ જોઈ મેનાં મારવા માંરી જસે. ૬૭

" માથા સુગન રસ્તે થીયેલા આજ અમને આવતાં,
" મોતુ થીયું નુકસાન આ સંગાત બામનનો થતાં;
" જો અવલથી જાનત અમે હિંદુ બરો ચાલાક છે,
" ઉપર ચરી કરીને સલી એ ઉંતને ભરકાવસે. ૬૮

" તો સાફ ના પારત અવલથી સાથ તેરી લાવવા,
" સામન હમારાની કસી ખાના ખરાબી થાતના;

આ વાકય વ્હોરાજી તણાં હું સાંભળી દુખિયો થયો,
રે! રે! થયું નુકશાન ઝાઝું એમ વિચારી રહ્યો. ૬૯

ભુજંગી.

તુટેલો દીઠો સર્વ સામાન મ્હેં તો,
હસુ કે રડુ એમ થાતું મ્હારે,
વિચાર્યું હવે બોલવું કેમ મ્હરે,
ગણાયે નહિં વાંક મ્હારો લગારે. ૭૦

કહ્યું મ્હેં અરે શેઠજી શું થયું આ,
તુટયો સર્વ સામાન મારું થયું આ;
તમોને થયું આજ તો જાન ભારી,
થઈ તેમ મારી દશા આજ મ્હારી. ૭૧

ખરે મોતના મુખમાં હું ફસાયો,
પ્રભુએ મ્હને મર્ણમાંથી બચાવ્યો;
હશે આજ કો દુષ્ટનું મુખ જોયું,
મળ્યું ઉંટ ગાંડું થયું કામ ભુંડું. ૭૨

હરિગીત.

એ ઉંટ બહુ ભડકણ હશે, એ પ્રથમથી જાણુત કદી,
નવગજ નમીને દૂરથી પણ જાત ના પાસે કદી;
પણ કરમના સંજોગથી એવું પ્રથમ જાણ્યું નહિ,
તેથી દશા આપણુ સરવની આજ આ રીતે થઈ. ૭૩

કંઈ ખડખડાટ થયો જરા ટૂંકો તણો તે સાંભળ
નાહું ગરાડા પાડતું, ત્યમ ખડખડાટ વધ્યો અતિ;
સૌ બંધ ઢીલા થઈ ગયા ટંકો તણા અકળાટથી,
તે એક પાછળ એક પડવા લાગિયાં પૃથ્વીપ્રતિ. ૭૪

મ્હારી દશા પણ છેવટે એ સર્વના જેવી થઈ,
નાશી ગયું એ ઉંટ સ્હામી ઝાડીમાં પેઠું જઈ;
વાગ્યું મ્હને ઓ શેઠ ઝાઝુ, કળ હજી વળતી નથી,
સંગાથમાં આવ્યો તમારી તો થઇ આવી ગતિ. ૭૫

મ્હેં વાત સરવે નાટકી અભિનય કરી માંડી કહી,
તે સાંભળી વ્હોરાજીના હૃદયે અસર જાગરી થઈ;
પળવાર તે પોતાતણા નુકશાનને ભૂલી ગયા,
આંખો મહિં આંસુ હતાં પણ બેય હસવા લાગિયા. ૭૬

હું બોલિયો ઓ શેઠ મ્હારા અંગમાં દુખ થાય છે,
ને આપ આમ હસી રહ્યા, એ ન્યાય શું કહેવાય છે ?
તે બોલીયા " ભાઇ અમારૂં તો બધું ભાંગી ગીયું,
" આજે સૌનેમેતર સમુ સઘલું અમોને લાગીયું. ૭૭

" આ વાત કરશું કોઇને તે બી હસી પરસે ખરા,
" બેજાન સાલા ઉંતરાએ આજ આપરને કરા;
આ વાક્ય વ્હોરાનાં સુણી, હસવું મ્હને પણ આવીયું,
મુશ્કેલથી રોકયું હતું, તે તરત ખુલ્લું થઈ ગયું. ૭૮

સ્હામા ઉભેલા ઉંટવાળા સર્વ હસવા લાગિયા,
જાણે બધા મુજ એકટીંગે મંત્ર મુગ્ધ થઇ ગયા;
સૌ વાંક મ્હારો એ કળા કરવાથકી પડદે રહ્યા,
મુજ ઉંટવાળો પણ બનેલી સર્વ વાત ગળી ગયો. ૭૯

## વસંતતિલકા.

તે ઉંટ નાશી ગયલું દૂર ઝાડી માંહી,
લાવ્યા પછી પકડીને કરી યત્ન ત્યાંહિ;
બાંધ્યો વળી સરવ બોજ મળી બધાયે,
કીધું પછાડી વળી આસન મ્હારૂં ત્યાંયે. ૮૦

એ ઉંટ જે સમય મ્હેં નજરે નિહાળ્યું,
કંપી ઉઠ્યું તરત ત્યાં સહુ અંગ મ્હારૂં;
જાણ્યું મ્હને ઉંટ પરે પધરાવશે એ,
સર્વે મળી વળી મ્હને સપડાવશે એ. ૮૧

## હરિગીત.

તૈયાર કીધાં ઉંટ બે તે ઉંટવાળાએ મળી,
ઉપર તરત બેસી જવા શેઠે મ્હને સંજ્ઞા કરી;
મ્હેં તો કહ્યું કે શેઠજી સુખે સિધાવો આંહિથી,
આ ઉંટ ઉપર કોઈ કાળે બેસવાનો હું નથી. ૮૨

બેઠા અજાણે એક વેળા તો થઇ આવી ગતી,
મરતાં બચ્યો સારા નસીબે આપદા વેઠી અતી;

આ સમય મુજને " ઉંટ " એવા શબ્દના ઉચ્ચારથી,
સૌ રોમ ઉભાં થાય છે, તો બેસવાથી શું ગતી? ૮૩
માટે હવે સાહેબ કરજો માફ મ્હારા વાંકને,
સુખે સિધાવો મારગે, માઠું નહિં લાગે મ્હને;
હું ચાલતો આવીશ, આપ ગયા પછી આ મારગે,
છે સમય ઠંડા પ્હોરનો માટે હવે ચાલીશ સુખે. ૮૪
વ્હોરા કહે " ઓ ભાઇજી રસ્તો વિકત વેરાન છે,
" જાતાં અસુરૂ એકલા તેવું તકા નુકસાન છે;
" ચરી જાવ સુખે, ઉંત એ સીધું હવે ચાલું જસે,
" ને આ અમારૂ ઉંત બી પાછળ તમારી ચાલસે. ૮૫
વ્હોરા તણી એ વાતમાં વિશ્વાસ મુજને આવિયો,
મનમાં વિચાર કરી પછી હું ઉંટપર બેસી ગયો;
મુજ ઉંટ દોરીને અગાડી ઉંટ વાળો ચાલતો,
ને ઉંટડો વ્હોરાજીનો ત્હેની પછાડી આવતો. ૮૬
રસ્તે સુખે જાતા હતા વેળા હતી સમિસાંજની,
લ્હેરો પવનની એક પાછળ એક ચાલી આવતી;
રવિદેવ તો કે વારનો અસ્તાચળે પ્હોચ્યો હતો,
પણ આભમાં રાતો હજી કંઇ રંગ જામેલો હતો. ૮૭
ધીમે ધીમે પણ ચેનમાં ચાલ્યા અમો જાતા હતા,
બહુ દૂરથી ÷માળી તણા મ્હેલો નજર પડતા હતા;

÷ વાડાસિનોરના નવાબ સાહેબ.

રસ્તે બનેલ બનાવ મુજને યાદ રહિ રહિ આવતો,
હસશે બધાં આ વાત જાણી એમ હું વિચારતો. ૮૮

થોડો સમય થાતાં પછી સર્વત્ર અંધારૂં થયું,
દૂરથી જણાતું જે હતું તે સર્વ બંધ થઇ ગયું;
આકાશમાં તારા તણાં બહુ ઝુમખાં જામી ગયાં,
પંખી તણાં સહુ યૂથ માળા માંહિ વિરામી ગયાં. ૮૯

વાડાસિનોર પછી અમે સુખરૂપથી મ્હોચી ગયા,
વ્હોરા અને હું તે પછી અંદર જતાં છૂટા થયા;
પત્તો બરાબર મેળવી મુજ મિત્રને ત્યાં હું ગયો,
પૂછી ખબર અંતર પરસ્પર સૌ રીતે સુખિયો થયો. ૯૦

ખાખાવિખી દેખાવ મ્હારો જોઇ સૌ વિસ્મય થયા,
સર્વે મળીને પ્રશ્ન ઉપર પ્રશ્ન કરવા લાગિયા;
રસ્તે બનેલી જે બીના તે સર્વ મ્હેં માંડી કહી,
તે સાંભળીને વાત હસવા લાગિયા સર્વે તહીં. ૯૧

## ભુજંગી.

કહે સર્વ આ સાંભળી વાત મ્હારી,
કરી આજ રક્ષા પ્રભુએ ત્હમારી;
કથા કાવ્યમાં તે ગુંથી આજ આખી,
પ્રીતે સજ્જનોને સમર્પે બુલાખી. ૯૨

## સમાપ્ત.

# તમોને પૂછશે ભાઇ.



ગઝલ.

અદલ ઇનસાફ જેવારે, થશે કિરતારને દ્વારે,
તમારી થાપણો શી છે, નહિ ત્યાં પૂછશે ભાઈ. ૧
બનાવ્યા બંગલા વાડી, વસાવી કેટલી ગાડી,
દુકાનો કેટલી માંડી, નહિ ત્યાં પૂછશે ભાઈ. ૨
હીરા ને હેમના હારો, વળી મૌક્તિક માળાઓ,
ઘડાવ્યા ઘાટ ફેશનના, નહિ ત્યાં પૂછશે ભાઇ. ૩
મરણ કે લગ્નને ટાણે, જગતમાં માન લેવાને,
કરાવ્યાં ભોજનો ભારે, નહિ ત્યાં પૂછશે ભાઈ. ૪
દુખીનાં દુઃખ ભાગીને, ભુખ્યાને અન્ન આપીને,
ઉગાર્યાં કેટલાં પ્રાણી, તમોને પૂછશે ભાઈ. ૫
કુવા વાવો તળાવો, કે રચાવી ધર્મશાળાઓ,
કર્યાં જન હીતનાં કામો, તમોને પૂછશે ભાઈ. ૬
રખડતાં રંક બાળકને, ઉગાર્યાં આશરો દેને,
ઉઘાડયાં દ્વાર વિદ્યાનાં, તમોને પૂછશે ભાઈ. ૭
તમારા દેશને માટે, તમારા ધર્મને સાટે,
કર્યું શું ઉન્નતી અર્થે, તમોને પૂછશે ભાઈ. ૮
તમારા દ્રવ્યથી કેવાં, કર્યાં જન હીતનાં કામો,
અદલ ઇનસાફના દ્વારે, તમોને પૂછશે ભાઇ. ૯



# ઉદય અને અસ્ત.



## ( ચઢતી પડતી )

### મંદાક્રાન્તા.

પ્રાત:કાળે રવિ ક્ષિતિજમાં બાળ રૂપે ઉગે છે,
ને મધ્યાને તરૂણ દિસતો પૂર્ણ તેજે તપે છે;
તે સંધ્યાયે ક્ષિણ થઈ અતિ પશ્ચિમે આથમે છે,
નીચે ઉંચે જતી જન દશા ચક્રની વાટ પેઠે. ૧

જેની ધાકે ધરણી ધ્રુજતી ઉડતા પ્હાડ કુંકે,
મૃત્યુ જેના ડરથી ડરતું, આભથી ભીડતા જે;
તે તો દીઠા પરવશપણે ઝુરતા ગાત્ર ઢીલે,
નીચે ઉંચે જતી જન દશા ચક્રની વાટ પેઠે. ૨

જેના કોષો અખુટ ગૃહનાં દાસ દાસી હજારો,
હાં ? કે'તામાં દશ વિશ ઉઠે, પાર ના વૈભવોનો;
તે મ્હાયત્ને ઉદર ભરવા માર્ગમાં આથડે છે,
નીચે ઉંચે જતી જન દશા ચક્રની વાટ પેઠે. ૩

દેખો આભે શિતળ શશિ જે શુકલપક્ષે વધે છે,
પૂર્ણિમાએ પૂરણ દિસતો સર્વને મોદ દે છે;
તે તો પાછો ક્ષિણ થઈ જતો કૃષ્ણપક્ષ દિસે છે,
નીચે ઉંચે જતી જન દશા ચક્રની વાટ પેઠે. ૪

ઉનાળે રવિ કિરણથી વારિ ઉંચે ચઢે છે,
વર્ષાકાળે ધનરૂપ થઈ ભોંય આવી પડે છે;
જે જન્મે તે જરૂર મરતું જે ચઢે તે પડે છે,
નીચે ઉંચે જતી જન દશા ચક્રની વાટ પેઠે. ૫

દેખો બાગે કુસુમ કળિયો પલ્લવોમાં ઝુલે છે,
ફેલાવીને પરિમળ બધે પૂર્ણ આનંદ દે છે;
તે વીલાઇ ધરણી પડતી ડાળમાંથી ખરીને,
નીચે ઉંચે જતી જન દશા ચક્રની વાટ પેઠે. ૬

આ સૃષ્ટિની ચઢતી પડતી રૂપ પાંખો જણાતી,
નીશ્ચે ત્હેની ઝપટ સઘળી વસ્તુને લાગવાની;
થાયે રંકો ધનદ સરખા, રાયનો રંક થાયે,
નીચે ઉંચે જતી જન દશા ચક્રની વાટ પેઠે. ૭

દૈવેચ્છાથી સુખ દુખ સહુ પ્રાણિયો ભોગવે છે,
સુજ્ઞો ત્હેને ગણી સમ પણે એક રૂપે રહે છે;
ને અજ્ઞાની જન હરખ ને શોક મિથ્યા ધરે છે,
નીચે ઉંચે જતી જન દશા ચક્રની વાટ પેઠે. ૮



# ગયું ઉડી હરિ ઇચ્છા.



### ગઝલ કવ્વાલી.

અલૌકિક બાગનું પંખી, અમારે પાંજરે આવી;
મધુરા સબ્દ સુણાવી, ગયું ઉડી હરિ ઈચ્છા. ૧
ગણીને પ્રાણથી પ્યારૂં, હતું પ્રીતે કરી પાળ્યું;
અમોએ પૂર્ણ સંભાળ્યું, ગયું ઉડી હરિ ઇચ્છા. ૨
હતું કેવું રૂપાળું તે, મનોહર અંગવાળું તે;
હૃદયને રંગનારૂં તે, ગયું ઉડી હરિ ઇચ્છા. ૩
ઉરે આશા ઘણી ધારી, ભણાવી કેળવ્યું એને;
પલકમાં પાંખ ફફડાવી, ગયું ઉડી હરિ ઇચ્છા. ૪
ઘડી પળ યાદ તે આવે, નયનમાં નીર ઉભરાવે;
છતાં ઉપાય નવ ચાલે, ગયું ઉડી હરિ ઇચ્છા. ૫
અરે ઓ પંખિડા પ્યારા, હૃદય આકાશના તારા,
અમોને ઝુરતાં રાખી, ગયું ઉડી હરિ ઈચ્છા. ૬
મધુરૂં ગાન જે રૂડારૂં, હૃદયને તૃપ્ત કરનારૂં;
અમારા ભાગ્યનું સુખ તે, ગયું ઉડી હરિ ઇચ્છા. ૭
વસીને અન્ય કો સ્થાને, મધુરા શબ્દથી ગાજે;
અમારે અંતરે તો છે, ગયું ઉડી હરિ ઇચ્છા. ૮

અમારી પેઠ બીજાને, રખે દેતું દગો વ્હાલા;
ભલે અમને દગો દેઇ, ગયું ઉડી હરિ ઇચ્છા. ૯
હશે આ દેહ જ્યાં સુધી, અમોને યાદ તું રહેશે;
છતાં મન એમ માનીશું, ગયું ઉડી હરિ ઇચ્છા. ૧૦

## દુર્દૈવ્ય.

ગઝલ.

અરે દુર્દૈવ્ય નિર્દય તું, વિના વાંકે સતાવે છે;
દુખિને દુઃખ દેઇને, પડયાને પાટું મારે છે. અરે૦
કરોડો કિંકરો જેના, હુકમને માન દેતાતા;
કરી નિર્માલ્ય તે નરને, વને વન તું ભમાવે છે. અરે૦
કરી કરૂણા હજારોને, સદા અન્ન દાન જે દેતા;
કરે અપવાસ તે ભૂખે, છતાં તેને રિબાવે છે. અરે૦
સુવાસિત પુષ્પ શૈયામાં, સદા જે સુખથી સુતા;
કઠણ ભૂમિ ગણી પ્યારી, છતાં ક્યાં નિંદ આવે છે. અરે૦
હવે ના રાખ્ય તું બાકી, અમોને દુઃખ દેવામાં;
ડુબ્યાને ડુબવાનું શું, મુવાને કોણ મારે છે. અરે૦



# બાળ સમાજ અખંડ રહો.



અનુષ્ટુપ.

શાળા રૂપી બગિચાનાં, બાળ પંખિ સુગીતથી
આંખ ને ચિત્ત ઠારે છે, શીલ રૂપ સુગંધથી. ૧

ત્રોટક.

સુખ રૂપ સુગંધ પ્રસારી રહ્યાં,
સુમનો સુમનોહર બાગ તણાં;
હૃદયે અમીનાં ઝરણાં ઝરતાં,
વદનો પ્રફુલ્લીત મધુકરનાં. ૧

મધુરો મૃદુ નાદ ગજાવી રહ્યાં,
નયને પ્રતિભા પ્રગટાવી રહ્યાં;
પ્રિય બાળ સમાજ તણાં કુમળાં,
કુસુમો મુખડાં મલકાવી રહ્યાં. ૨

મધુરો મધુ મ્હેકી દશે દિશમાં,
જન મધ્ય સુવાસ સદા પ્રસરો;
પ્રિય ભારત માત તણા હૃદયે,
ફુલમાળ બની સુખથી વિહરો. ૩

વસુધા પર ચંદ્રપ્રભા સરખો,
મહિમા અતુલીત સદા પ્રસરો.
શિશુનાં સદ્‌ભાગ્ય તણો સવિતા,
પ્રિય બાળસમાજ અખંડ રહો. ૪

# વિદ્યારૂપી બગીચાનાં પુષ્પોને.



( સુરતાની વાડીના મીઠા મોરલા. એ રાગ. )

ઓ વિદ્યાવાડીનાં વિકસિત ફૂલડાં,
નયન ઠરે નિરખી મન મોહક રૂપજો;
અમ અંતર મધુકરને લલચાવી રહ્યાં,
પ્રસરાવી સદ્ગુણ સુગંધ અનૂપજો. ઓ૦ ૧

કોમળ હૃદય તમારાં પ્યારાં લાગતાં,
નિરમળ લાગે નયન તણા પલકારજો;
ચંદ્રપ્રભા સમ ચરિત તમારાં ઉજળાં,
પ્રગટાવે અમ હૃદયે પ્રેમ અપાર જો. ઓ૦ ૨

જ્ઞાન સમીરે તરૂવર ડાળે હીંચતાં,
પ્રગટે તમ હૃદયેથી અનહદ નાદજો;
તે અમ અંતર મણિધરને ડોલાવતો,
મોહનની મોરલી સમ મોહક સાદ જો. ઓ૦ ૩

આશાનાં અંકુર ઉદ્‌ભવતાં અંગમાં,
તેનો તમ જીવન ઉપર આધાર જો;
અમ શિરે કરી ગુચ્છ તમોને ધારવાં,
ભારત માત તણો કરવા ઉદ્ધારજો. ઓ૦ ૪

ઉત્તમ ફળની ઉત્પાદક આ વાટિકા,
તે ફળનો તમ અંતરમાં આભાસજો;
જીવન તમારાં ફળ રૂપ કરજો શ્રીહરી,
સફળ થજો અમ અંતરના અભિલાષજો. એ૦ ૫



# વિદ્યા દેવીના ઉપાસકોને.



ઓ વિદ્યા દેવીના દિવ્ય ઉપાસકો,
ગાઓ એ દેવીનાં મનહર ગીત જો;
શ્રેય થવાનું એ સાધન સંસારમાં,
નિશદિન ત્હેના ચરણે રાખો ચિત્ત જો. ઓ૦ ૧

એ કરશે પરિપૂરણ ઇચ્છા સર્વની,
એ ધરશે શિર ઉપર વરકર હસ્ત જો;
દુર્બુદ્ધિ વિઘ્નોએ હરશે શારદા,
શિઘ્ર સફળ એ કરશે કાર્ય સમસ્ત જો. ઓ૦ ૨

અડસઠ તીરથનું ફળ એ માંહિ વસ્યું,
વસતા ત્હેમાં તેત્રીસકોટી દેવ જો;
અજર અમર થાવાનું સાધન એ વડું,
મોક્ષ પદે પહોચાડે એ તતખેવ જો. ઓ૦ ૩

નિર્મળતા તન મનની એહ તજાવશે,
અભય કવચ એ ધરાવશે તમ અંગ જો;
દેશોદય ભાગ્યોદય એહ કરાવશે,
રાજ્યભક્ત એ બનાવશે નિશંક જો. ઓ૦ ૪

આ દેશે પરદેશે કીર્તિ પામશો,
દશે દિશામાં ઉજ્વળ થશે નામજો:
તન મન ધન અર્પીને સેવો શારદા,
અર્પે આશિષ વિપ્ર બુલાખીરામજો. ઓ૦ ૫

# કર કૃષ્ણ કથામૃત પાન હવે.



ત્રોટક

મન મૂરખ મોહ મમત્વ તજી,
કર જન્મ સફળ ભગવાન ભજી:
ધર ધ્યાન શિખામણ આ હૃદયે,
કર કૃષ્ણ કથામૃત પાન હવે, ૧

ભટકયો ભવ રાન ભયંકરમાં,
ઠરી ઠામ રહ્યો નહિ કો સ્થળમાં;
બહુ વાર વસ્યો જનની ઉદરે,
કર કૃષ્ણ કથામૃત પાન હવે. ૨

ગયુ બાળપણુ સહુ ખેલનમાં,
યુવતી મન માની યુવાપણુમાં;
બનિયો નિરબળ તન વૃદ્ધવયે,
કર કૃષ્ણ કથામૃત પાન હવે. ૩

સુખ છે સ્વપ્ના સમ આ જગનું,
ગણિલે જળ ઝાકળના સરખું;
નવ રંગ પતંગ સમાન રહે,
કર કૃષ્ણ કથામૃત પાન હવે. ૪

જળમાં સ્થળમાં પ્રભુને ગણિને,
ગણિ આત્મસમા જગના જીવને;
દિલમાં દિન રાત દયા ધરને,
કર કૃષ્ણ કથામૃત પાન હવે. ૫



# માયાનો તિરસ્કાર.

## ( તમોગુણજન્ય. )

ઠુમરી—( કાફી, ધનાશ્રી, ભૈરવી )

આંખ ભર્યે શું થાય? હઠીલિ! આંખ ભર્યે૦
ફેરવવા મુજ સરખા પાછળ,
તું વિધ વિધ પલટાય!—હઠીલિ! આંખ૦ ૧
રૂપથી વાણી વિલાસથી મોહથી,
બાંધ્યા તેજ ફસાય!—હઠીલિ! આંખ૦ ૨
હું રસઘેલો તું રસ સૂની.
મેળ હવે નહિ ખાય—હઠીલિ! આંખ૦ ૩
લાજ તજી ઘરબાર તજ્યું વળી,
મિત્ર સગાં ને સહાય;—હઠીલિ! આંખ૦ ૪
તો પણ પાશ તને નવ લાગ્યો,
આ દીલ રસ ભરાય,—હઠીલિ! આંખ૦ ૫
તું રસમય બન કે તજ પાલવ,
રસ રસ રસ ઉભરાય!—હઠીલિ! આંખ૦ ૬
શું રસમણિ રસરૂપ બનાવે?
રસવણ વિરસ જણાય.—હઠીલિ! આંખ૦ ૭

સાક્ષર. મણિલાલ નભુભાઇ.

# પ્રેમસ્થાન ક્યાં ?

( ગઝલ ) ભૈરવી.

આંસુડાં મારાં લુવે એ મુરતી કો’ કોણ છે !
ચાલે જીગર પાણી થઇ, રોકનારૂ કોણ છે !–આંસુડાં૦૧

જામો નિરંતર નામનો, હું પ્રેમનો ઘેલો ફકિર,
એજ જામો એજ ફકિરી, ટાળનારૂ કોણ છે !–આંસુડાં૦૨

છે દુનીયાં ? તો નિત્ય હો; ના છે નહિ; તો શું જુઓ
છે! ખરી ને છે નહિ:–એનો દિવાનો કોણ છે !–આંસુડાં૦૩

સાચો સદા છે પ્રેમ, જેશું દુનીયાં બાધી હરામ.
દુનીયાં પ્રેમે નથી, તો નાતિ રીતિ કોણ છે !–આંસુડાં૦૪

દુનીયાં પ્રેમે નથી, પણ પ્રેમની દુનીયાં હજાર,
એ વિરિંચી, એજ વિષ્ણું; એ વિનાનું કોણ છે !–આં૦૫

એજ મારૂં નામ, એની શોધમાં ગુલતાન તાન;
દુનીયાં માનું ફના; એના વિના એ કોણ છે!–આંસુડાં૦૬

એની મઝા અંતર્ મને, કે જાણે કોઇ પ્રેમીજન;
પામ્યો હું કે પામ્યો નહિ એ પૂછનારૂં કોણ છે!–આં૦૭

એજ આંસુમાં મણિ ! ભીની મીચી રો આંખડી,
ખોલનારાં દૂર રો’, એ ઝાળ ઝીલે કોણ છે!–આંસુડાં૦૮

સાક્ષર. મણિલાલ નભુભાઈ.

# બુદ્ધિનું ચાંચલ્ય.

ભૈરવી ધનાશ્રી કાફી.

ઠુમરી.

શા રસપર ગુલતાન, દિવાની, શા રસપર૦
સાર અસાર ન ભાન, દિવાની શા રસ૦ ૧
પ્રકટ અનલ કરી સેવી ન જાણે,
બાળે કે બળે પ્રાણ દિવાની શા રસ૦ ૨
એક રસ ગૃહી એક બીજાપર,
દુ:ખી થવા ધર ધ્યાન દિવાની શા રસ૦ ૩
એક મુખે ચિતમાં વસ્યું બીજું,
નજરે તૃતીય વખાણ દિવાની શા રસ૦ ૪
આ રસ તે રસ ઉભય ન ભાવે,
મરણ, હાંસિ, વળિ હાણ દિવાની શા રસ૦ ૫
એક પરમરસ–એજ પરમ સુખ,
અચલ ન દ્વૈત–પ્રમાણ દિવાની શા રસ૦ ૬
વિકટ વિવેક વિદાર જડે રસ,
શસ્ત્ર સબલ મન માન દિવાની શા રસ૦ ૭
શ્રદ્ધા સબલ અકલ ફલ આપે,
પ્રેમલયે લયધ્યાન દિવાની શા રસ૦ ૮

રસ પરમાસ્પદ રસ સુખ સાધન,
રસમણિ એકજ જાણુ દિવાની શા રસ૦ ૯

મણિલાલ મભુભાઇ.



# અનુભવોર્મિ.



## ભૈરવી ગઝલ.

જપીને પ્રેમમંત્રોથી, જગાડયું મેં શું આ આજે!
છતાં જુનું નવું એવું, જગાડયું મેં શું આ આજે!–૧
રસીલું આ નજર ઉભું, અદાથી નાચતું અંગે;
જહાં દેખું તહાં રાચું જગાડયું મેં શું આ આજે!–૨
બકું છું સ્વપ્નમાં કે હું ભુલ્યો છું ભાન જોયાથી;
સ્મૃતિ છે એજ સુરતની, જગાડયું મેં શું આ આજે!–૩
દીઠું પ્હેલાં સ્મૃતિ તેથી, તથાપિ છે નવું નિત્યે;
છે એનું એ રૂપે જુદું, જગાડયું મેં શું આ આજે!–૪
ન જાગૃત્ કે સુષુપ્તિ છે, ન નિદ્રા કે નથી સ્વપ્નું;
શકે એ આજ ચેતન છે, જગાડયું મેં શું આ આજે!–૫
નથી ડરતો નથી બીહીતો, રહ્યા તુજ રંગમાં રાચી;
ભર્યાં અંગો છે આનન્દે, જગાડયું મેં શું આ આજે!–૬
તું પાડે બૂમ તો હુ બૂમ, તું આંસું તો હું આંસુ છું;
રમાડે તું રમત હું છું, જગાડયું મેં શું આ આજે!–૭

તું જા કહેતાં-હું જાઉં છું. તું તું તું તું, હું તે એ તું;
છતાં છે કોણ તું આવું? જગાડયું મેં શું આ આજે!–૮
રહ્યું છાઇ બધે અંગે, સદા રસપૂર્ણ રઢિયાળું,
સદા સુખસારભર પ્યારૂં જગાડયું મે શું આ આજે!–૯
જુદા થાતાં હૃદય લાગ્યું, નિધા તિર્છા રસીલીથી;
અનામી નામ હર તારૂં, જગાડયું મેં શું આ આજે!–૧૦

મણિલાલ નભુભાઈ.

# પછી ફરીયાદ ત્હારી શું!!



ગઝલ.

સહુ નિજ સ્વાર્થ જોએ તો પછી ફરિયાદ ત્હારી શું!!
ન કો' નિજ સ્વાર્થ ખોએ તો પછી ફરિયાદ ત્હારી શું!?
બન્યા ભકતો તજી આસક્તિ સઘળી પામવા મુક્તિ;
હૃદય આસક્તિ જો એ તો પછી ફરિયાદ ત્હારી શું!?
કર્યા તપભંગ સૂરોએ જશે સૂરલોક જાણીને;
સૂરોએ સ્વાર્થ રોએ તો પછી ફરિયાદ ત્હારી શું!?
ભગત તારે, ગુણો ગવરાવવા જગમાંહીં પોતાના;
પ્રભૂએ સ્વાર્થી હોએ તો પછી ફરિયાદ ત્હારી શું!?
જનોમાં, દેવમાં, છે સ્વાર્થ એ પ્રભૂની પ્રભુતામાં;
ન છોડે સ્વાર્થ કોએ તો પછી ફરિયાદ ત્હારી શું!?

*     *     *     *     *

સહૂ શુણી દીધો ઉત્તર કે મ્હારો સ્વાર્થ હોએ ત્યાં ;
ન ત્હારો સ્વાર્થ હોએ તો પછી ફરિયાદ ત્હારી શું ! ?

મા દિવાના.



# ચાહ ને સોડા.



ગઝલ.

અમોને ના કદી ચાલે વિણુ ચાહ ને સોડા;
જીગર આ ચેન ના ભાળે લીધા વિણુ ચાહ ને સોડા.
દઇ ગરગી મહીં ઠંડી અને ઠંડી મહીં ગરમી;
મગજને તરગતર રાખે સદાએ ચાહ ને સોડા.
પ્રજાળી લોહીને હાડો, ભલેને એ બધાં બાળે;
છતાંએ પ્રાણથી પ્યારી અમારે ચાહ ને સોડા.
શરાબોના શીશા પ્યાલા થકી આલા અમારા છે;
સતત જેમાં ભરાયે છે અમારી ચાહને સોડા.
વદ્યા ધન્વંતરી અમૃત જગતમાં એ જુઠાણું છે;
ખરૂં અમૃત તો અવનિમાં અજબ છે ! ચાહ ને સોડા.
પ્રભુએ ચાહ કે સોડાની બનાવી જો હતે નદિયો ! !
અમે તો ત્યાંજ જઇ વસતે ને પીતે ચાહ ને સોડા.
અમે તો વર્ણ ને ભેદો મુકી દઇને બધા મનહર;
જગત મારે ભલે જોડા પીવાના ચાહ ને સોડા.



# " અગર તે યાર મારો તો બધો સંસાર મારો છે ! "



ગઝલ.

અગર તે યાર મારો તો બધો સંસાર મારો છે;
કૃપા તેની થતાં જાણીશ કે કિરતાર મારો છે.
મદીલી આંખ તેની જોઇને ચકચૂર બેઠો છું;
કે હું બેહોશ જેનો તે ખરો હુશિયાર મારો છે.
ન મસ્જિદમાં ન મંદિરમાં ન મક્કામાં ન કાશીમાં;
ફક્ત આદિલ બની દિલમાં વસ્યો દિલદાર મારો છે.
ભમું ભટકું છતાં દેખું નહીં પાસે પડેલાને;
ભરેલો ભેદના ભંડારથી ભંડાર મારો છે.
કહે છે લોક દુનિયામાં અપાર પ્યારનો દરિયો;
નથી જો પાર તારો તો પછી કયાં પાર મારો છે?
જુનૂં ના જોશમાં મજનૂં થઇ મ્હાલું છું બેપરવા;
ન જેનો કોઇ પણ આધાર તે આધાર મારો છે.
દગાવી હાથમાં મુજ દિલ કહે છે આંખ કહાડીને;
અરે એ માલ તો નાદાર દેવાદાર મારો છે.
હૃદય મુજ પગ તળે કચરી કહે છે મુક્તિ આપું છું;
અરે આખેટ મારો તારે શિર આભાર મારો છે.
ખુદાઈમાં જુદાઈ થાય એ શી પેર હું માનું;

હજાર ઈનકાર તેના, એક પણ ચકરાર મારો છે.
ભલે આઘે વસે પોતે ન પાસે મુજને બોલાવે;
મને ગાળો હજારો દે તે સો સો વાર મારો છે.
મને યુસુફ પઠે વેચો મિસરના ચોક ચૌટામાં;
જલીખા રૂપમાં ઉભો હૃદયનો હાર મારો છે.
મને જીવ્યા તણો શો હર્ષને શો શોક મરવાનો ?
કરે તે યાર જે તેમાંજ બેઠો પાર મારો છે.
ચઢું દીદાર કરવા દાર પર મન્સુર થઇને હું;
અનલહક બોલતો અમૃત અને તે યાર મારો છે.

અ. કેશવ નાયક.

# પ્રભો ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો !

ગઝલ.

પ્રભો ! જેવું હતું તેવું, ફરી ભારત બનાવી દો !
જૂનું તો છો રહ્યું જૂનું, નવા જગને બતાવી દો !
રજત્ રત્નો સ્ફાટિક કાંચન્, ખનિજ ધનના ખરા રક્ષક;
પહાડોના સદા સાવધ, ખરા પહેરા ભરાવી દો !
અહોનિશ અસ્ખલિત્ વહેતી, સરિત્ જળથી સ્થળે સ્થળનાં
કૃષિ ક્ષેત્રો વિવિધ ધાન્યે, ચતુર્દિશથી છવાવી દો !

વનૌષધથી ભર્યા ભારે, હરિત્ ઘન વૃક્ષરાજિનાં;
વનો વનરાજ વ્યાઘ્રોની, ભીષણ ઘોરે ગજાવી દો!
તૃણાગારે જઈ ચરતાં, અહીં તહીં ધેનુના વૃન્દે;
સુરીલી ગોપજનની વાંસળી વ્હાલી બજાવી દો!
ફૂલી-ફાલી મનોહર ફૂલવાડી વૃક્ષની ડાળે
કળાધર કોકીલાના મીઠડા ટહુકા સુણાવી દો!
ગિરિ ગવ્હર પતિત પાવન, પ્રદાતા મોક્ષનાં તિર્થો,
તપસ્વિ સાધુ સંતોની, અલખ નથી જગાવી દો!
શતાબ્ધિથી શિખર સૂનાં, અમર સત્ કીર્તિનાં સ્મારક;
હતાં તેવાં ગગનભેદી, અડગ ઉંચાં ચણાવી દો.
પઠન પાઠન પ્રવૃત્તિની પ્રકર્ષક પર્ણકુટિઓ;
ગુરૂવર શિષ્ય ગભરૂ, બ્રહ્મચારીથી સુહાવી દો!
સનાતન ધર્મનો સદ્બોધ દેતા શાસ્ત્રના જ્ઞાને;
હૃદય ઉંડાણથી અજ્ઞાનની આન્ધી ઉડાવી દો!
સુભટ નરવીર રણઘેલા, ધુરન્ધર રાજનીતિજ્ઞો;
પ્રતાપી કર્મવિરોથી, વરદ કાર્યો કરાવી દો!
સુપુત્રોની સુખી જનની ગૃહિણી ગૃહલક્ષ્મીના,
પ્રસન્ન વદને ગૃહસ્થોનાં ગૃહાંગણીયાં દીપાવી દો!
અતુલ વૈભવ અને વિજ્ઞાનથી ભૂષિત ભારતની;
નવા જગથી ભલે ભગવાન! પછી તુલના કરાવી દો!

પરીમલ.



ઓ બ્હેન ના અભાગીની તું આ સ્થાનમાં ભય કે નહીં,
તુજ માત તુલ્ય અમો છીએ માટે જરા ડરતી નહીં.

**વધુ માટે—કમનસીબ કમળા વાંચો.**